# ફટ-ફટ

લેખક : નીરા ગણદોત્રા
ચિત્રકાર : ઇન્દર ગજજર



શિશુ-મિલાપ : સંપુટ-૩
લોકમિલાપ ટ્રસ્ટ

ફટ-ફટ એક સ્કુટર-રીક્ષા હતું. એના જેવાં બીજાં છ સ્કુટર-રીક્ષાની સાથે એ રામકુમારના ગેરેજમાં રહેતું હતું. દિલ્લીમાં મોલ માર્ગ પર એ ગેરેજ આવેલું હતું. રામકુમાર એક મીકેનીક હતો. દિવસ આખો એ ગેરેજમાં મોટર-ગાડીઓની મરામત કરતો.

તમામ સ્કુટરોમાં ફટ-ફટનું પહેલા નંબરનું ભાઇબંધ હતું 'રામુ-દી-ગડ્ડી' નામની રીક્ષા. રોજ સાંજે એ બેય મળતાં ત્યારે દિવસભરના પોતાના અનુભવોની વાત એકબીજાંને કરતાં.



ફટ-ફટના ડ્રાઈવરનું નામ હતું હરમીતસિંહ. એ કદાવર પહેલવાન હતો. ફટ-ફટને લાગતું કે હરમીતસિંહ બહુ દેખાવડો હતો. હરમીતસિંહને પણ લાગતું કે પોતે બહુ દેખાવડો છે. સ્કુટરના અરીસામાં જોઇ જોઇને એ હમેશા પોતાની જાતનાં વખાણ કર્યા કરતો. હરમીત એની લાંબી કાળી મૂછને વળ દે, પોતાની પાઘડી સરખી કરે. કયારેક તો હરમીત અરીસામાં મોઢું જોવામાં એટલો મશગુલ થઈ જતો કે રસ્તા પર ધ્યાન રાખવાનું એ ચૂકી જતો. જો કે ઘણુંખરું તો એ કાળજીથી રીક્ષા ચલાવતો. હરમીત ફટ-ફટનું પણ બહુ ધ્યાન રાખતો. રીક્ષાને એ રોજ લુછતો ને પોલીશ કરતો.



ચોમાસાના એક દિવસે, ફટ-ફટ કોનોટ પ્લેસમાંથી જતું હતું. રાત આખી વરસાદ પડયો હતો. આગલે દિવસે પણ વરસાદ જ વરસ્યા કરેલો. ફટ-ફટને ભારે મોજ આવતી હતી. ખાડા-ખાબોચિયાંનાં પાણી ઉડાડતું ઉડાડતું એ જતું ને ગાતું :

"ફટ-ફટ, ફટ-ફટ, ફટ-ફટ મારી ચાલ,
ક્યારેક ઝડપી, ક્યારેક ધીમી ચાલ,
ઊંચે કુદું, નીચે કુદું
ફટ-ફટ, ફટ-ફટ, ફટ-ફટ મારી ચાલ!"





અચાનક, "ફટરરર! ફટરરર! ફટરરર!" કરતી એક મોટર-સાઈકલ ફટ-ફટની પાછળથી ધસમસતી આવી.

"હું તને ભગાવીશ, હું તને ભગાવીશ." એનો ડ્રાઈવર શાડ પાડતો હતો, "તારા કરતાં મારી ઝડપ વધારે છે એ તને બતાવીશ!"

ફટ-ફટને થયું કે કોનોટ પ્લેસ જેવા ગીચ લત્તામાં કોઇની સાથે રેસ લગાવવી તે તો બહુ જોખમી કહેવાય. હરમીતસિંહ બોલ્યો, "કોનોટ પ્લેસમાં હું મોટર-સાઈકલ સાથે રેસ નથી લગાવતો."

પણ મોટર-સાઈકલનો ડ્રાઇવર તો એની વાત સાંભળે જ નહિ. "ફટરરર! ફટરરર! ફટરરર!" એણે તો ફટ-ફટનો બરાબર પીછો પકડ્યો. ક્યારેક એ આગળ નીકળી જતો, ક્યારેક પાછળ રહી જતો. ફટ-ફટની અડખે પડખે બધેય એ તો આટા-પાટાના દાવની જેમ ચકરાવા લેવા લાગ્યો.

" ફટરરર ! ફટરરર ! ફટરરર ! " મોટર–સાઇકલ બોલી.

" તને અહીં દોડાવીશ, તને તહીં દોડાવીશ,
તને ચારેકોર, ચારેકોર તગેડીશ.
હું ઝડપી છું, હું ઝડપી છું, હું ઝડપી છું,
મારાથી ઝડપી બીજું કોઈ નથી. "

હરમીતસિંહને તો મૂંઝવણ થઇ. "બસ કર ! હવે બસ કર !" એણે બૂમ પાડી. " બાપ, તું મારા કરતાં વધુ ઝડપી છો. મારે અકસ્માત નથી કરવો. "

અચાનક, બેંગ ! મોટો એક ધડાકો થયો. ફટ–ફટને બીક લાગી કે અકસ્માત થયો કે શું ! પણ ના રે ના. એ તો ફક્ત મોટર–સાઇકલના પૈડામાં પંચર પડ્યું હતું ! રેસ ત્યાં પૂરી થઈ.





ફટ-ફટને કાને એક અવાજ પડયો : "રીક્ષા! રીક્ષા!"

રસ્તાને નાકે એક જાડાંપાડાં બહેન ઊભાં હતાં. એના હાથ પડીકાંઓથી ભરચક હતા, પાણીથી નીતરતી છત્રી એક હાથમાં પકડીને એ બીજે હાથે સાડીનો છેડો ઉંચો રાખવા મથતાં હતાં. એમનો દેખાવ એવો હતો કે ફટ-ફટ એમની પાસે ઊભું રહ્યું ત્યારે એનાથી હસ્યા વિના રહેવાયું નહિ.

"મને કમલા નગર લઈ જશો?" જાડાં શેઠાણી બોલ્યાં.

" અરે, ના રે ના ! " ફટ-ફટની રાડ નીકળી ગઇ. કમલા નગર ? કમલા નગર જવા માટે એને દરીઆગંજમાંથી પસાર થવું પડે. અને દરીઆગંજમાં તો હમેશા એટલી બધી ભીડ રહે છે કે વાત પૂછો નહિ. ત્યાં સડક પણ ખાડાખબડાવાળી હતી. ફટ-ફટને ખાતરી હતી કે વરસાદને લીધે ત્યાં ખાબોચિયાં ભરાઇ ગયાં હશે. પણ ત્યાં તો જાડાં શેઠાણીએ પોતાનાં બધાં પડીકાં ફટ-ફટની બેઠક પર મૂકી દીધાં.

" ઝટ કરજો, ભાઇ, " એ બોલ્યાં અને પોતે રીક્ષામાં ચડી બેઠાં, એટલે પછી હરમીતસિંહે રીક્ષાનું મીટર ચાલુ કર્યું અને એમણે વહેતાં મૂકયાં. ફટ-ફટ ગાતું જતું હતું :

" ફટ-ફટ, ફટ-ફટ, ફટ-ફટ મારી ચાલ,
ઊંચે કુદાવું, નીચે કુદાવું,
ફટ-ફટ, ફટ-ફટ, ફટ-ફટ મારી દોડ,
મારી સાથે ચાલો કરવા મોજ. "





ફટ-ફટની ઝડપ વધતી જ ગઇ.

" હું તમને ડાબે ફેંકીશ
તમને જમણે ફેંકીશ,
હું વાંક વળું ત્યારે
પકડીને બેસજો મારા ભાઇ ! "

થોડી વારમાં એ દરીઆગંજ પહોંચ્યું. અને, અલબત્ત, ત્યાં આખી સડક પાણીથી ભરાઇ ગયેલી હતી. ફટ-ફટે નક્કી કર્યું કે અહીં તો પુરપાટ વેગે મારી મુકીએ, જેથી પાણીને પોતાના એંજિનમાં પેસવાનો વખત જ ન મળે. સડસડાટ કરતુ એ પાણી વચ્ચેથી પસાર થયું. વ્હુશ....! વ્હુશ....! એનાં પૈડાંની બેઉ બાજુથી પાણીની છોળો ઊડી. સડકને સામે છેડે એ પહોંચવા આવ્યું હતું ત્યાં ખ-ટા-ક ! એક મોટા પથરા ઉપરથી એ પસાર થયું. પાણીમાં કશોક પછડાટ સંભળાયો.

" હાય હાય ! " જાડાં શેઠાણીએ રાડ પાડી. " ઉભી રાખો ! ઉભી રાખો ! મારી છત્રી પડી ગઈ. " ફટ-ફટ એકદમ થંભી ગયું.





હરમીત ઠેકડો મારતોક દોડ્યો ને છત્રીને બચાવી લાવ્યો.

"મહેરબાની, ડ્રાઇવરભાઇ," જાડાં શેઠાણી હસીને બોલ્યાં. પણ પછી ફટ-ફટ ફરી ચાલુ થવા જાય ત્યાં તો એંજિનમાંથી ગુડ-ગુડ ગુડ-ગુડ બુડબડિયાં બોલવા માંડ્યાં.

ફટ-ફટભાઇ તો આબાદ ફસાયા. એને પોતાના એંજિનમાં ટીપે ટીપે પાણી પ્રવેશતું લાગ્યું. ફટ-ફટને હવે સાચોસાચ બીક લાગવા માંડી. એંજિનને કાટ ચડી જશે! પછી પોતે કોઈ દિવસ ચાલી નહિ શકે! પોતે પાણીમાં ડૂબી જશે! ફટ-ફટ તો રડવા લાગ્યું. એની આંખમાંથી આંસુ ચાલ્યાં. એને થયું કે, એટલું સારું છે કે હજી વરસાદ વરસે છે, એટલે કોઇને પોતાનાં આંસુ કળાશે નહિ.

હરમીતસિંહે ફટ–ફટને ધક્કા મારીને પાણીની બહાર કાઢવાની મહેનત કરી. પણ પેલાં જાડાં શેઠાણી અંદર બેઠેલાં હતાં, એટલે ફટ–ફટ તો તસુ જેટલું પણ ચસકે નહિ. બરાબર ત્યાં જ ત્રણ છોકરા પાણી ઉડાડતા ઉડાડતા દોડતા નીકળ્યા.

"કેમ સરદારજી ! ધક્કા મરાવીએ કે ?" એક છોકરાએ બૂમ પાડી.

"હમણાં તમારી રીક્ષા પાણીમાંથી બહાર કાઢી દઇએ," બીજો છોકરો બોલ્યો.



" પણ અમને પાવલી–પાવલી આપવી પડશે, હોં કે ! " ત્રીજાએ ચોખવટ કરી.

હરમીતે હા પાડી. " અચ્છા, અચ્છા, લડકે લોક ! ચાલો હવે સહુ એક સાથે મારો ધક્કો. "

" હાઇશા, હાઈશા, "ની રાડો પાડતાં પાડતાં બધાએ બરાબરના ધક્કા માર્યા અને ફટ–ફટ માંડયું ચાલવા.

તોય એમણે તો ધક્કા માર્યે જ રાખ્યા, ધક્કા માર્યે જ રાખ્યા.

હવે ફટ–ફટ દોડવા લાગ્યું. એટલે પછી હરમીતે ઝટકો મારીને દાંડો ખેંચ્યો અને રીક્ષાનું એંજિન ચાલુ થઇ ગયું.

" ગ્લબ–બ્લબ, ગ્લબ–બ્લબ, " કરતું ફટ–ફટ ચાલ્યું. હરમીતે દાંડાને વળી પાછો એક ઝટકો માર્યો.

" ફટ–ફટ, ફટ–ફટ, ફટ–ફટ ! " કરતું ફટ–ફટ ચાલ્યું.



"યાહુ !" છોકરાઓએ ખુશાલીના પોકાર કર્યા. હરમીતે ત્રણેયને શાબાશી આપી અને પાવલી-પાવલી ચુકવી દીધી. "કોઇક દિવસ વરસાદ નહિ હોય ત્યારે હું તમને મફત સહેલ કરાવીશ," એણે કોલ આપ્યો.

ફટ-ફટ હવે બરાબર ચાલતું તો હતું, પણ પોતે માંદું પડયું હોય એવું એને લાગતું હતું. એના એંજિનની અંદર હજીયે પાણી રહી ગયું લાગતું હતું. એનાથી જાણે કે એને વીંટ આવતી હતી ને છીંકો ને ઉધરસ આવતી હતી. ફટ-ફટને હવે ગાવાનું મન થતું નહોતું. એને શરદી લાગુ પડી ગઇ હતી.

અંતે એ બધાં કમલા નગર પહોંચ્યાં. પોતાનાં તમામ પડીકાં લઇને જાડાં શેઠાણી નીચે ઉતર્યાં. "તમને બહુ તકલીફ પડી, હો ભાઇ, માફ કરજો," એમણે હરમીતને કહ્યું. "હવે તમારી રીક્ષાને કાંઇ વાંધો નહિ આવે ને?"

"અરે, મોબીલ ઓઇલનો એક ડોઝ આપીશ, એટલે એની શરદી બધી મટી જશે." હરમીતે જવાબ દીધો.

"ઉધ!" ફટ-ફટ ગણગણ્યું. એને મોબીલ ઓઇલની નફરત હતી-નાનાં છોકરાંઓને એરંડિયાની હોય છે તેવી સ્તો! "ખેર, પરવા નહિ," એણે વિચાર કર્યો. "હું પાણીમાં ડૂબી તો ન ગયું ને!"

અને તે રાતે 'રામુ-દી-ગડ્ડી'ને કહેવા માટે કેવી ચટાકેદાર વાત એની પાસે હશે!



# આ શ્રેણીનાં બીજાં ત્રણ પુસ્તકો જોયાં છે ?




ચુગ્ગુ એંજિન નવા જલપાઈગુરીથી દારજીલીંગ વચ્ચે મુસાફરી કરે છે. વાંદરાં અને નિશાળના છોકરાઓ સાથે કેવી મસ્તી કરે છે તેની આ વાત છે




ચપની ચપનીને એનાં બા વઢયાં એટલે એ ઘર છોડીને આવડી મોટી દુનિયામાં કયાંક બીજે રહેવા નીકળી !

## હું શું બનવાનો?



બાળક વિચાર કરે છે કે પોતે મોટો થઈને શું બનવાનો ? ઇજનેર, મિસ્રી, દાક્તર, ખેડૂત, શિક્ષક ? એની કલ્પનાઓનો આબેહૂબ ચિતાર આપતાં અદ્ભુત રંગીન ચિત્રો

